# ન્યાય-સિંધુ.

નાટકનાં ગાયનો અને ટુંક સાર

છપાવી પ્રસિદ્ધ કરનાર.

શ્રી કચ્છ નીતિદર્શક નાટક સમાજના માલીક
મુંબઇ.

શ્રી કચ્છી દશા ઓશવાળ બોર્ડીંગ પ્રેસમાં છાપ્યું છે.

આવૃત્તિ ૧ લી        પ્રત ૩૦૦૦

સંવત ૧૯૭૨.        ઈ. સ. ૧૯૧૬.

કિંમત ત્રણ આના.

આએ પુસ્તક શ્રી કચ્છી દશા ઓશવાળ જૈન બોરડીંગ પ્રેસ ખડક મહાજનવાડી ઘર નં. ૨૦૨-૨૦૪ માં ઠાકોરદાસ મંગળજીએ છાપ્યું છે અને આએ **શ્રી કચ્છ નીતિદર્શક નાટક સમાજ**ના માલેક **શામજી ગંગાજરે** છપાવી પ્રસિદ્ધ કર્યું છે.

---

# નાટકનાં મુખ્ય પાત્રો.

## પુરૂષ પાત્રો.

અભયસિંહ .........રત્નપુરનો રાજરક્ષક રાજા.
દુર્મદ ................અભયસિંહનો દુર્ગુણી પુત્ર.
જયમલ્લ ............દુર્મદનો (ઉસ્તાદ) ગુરૂ.
પ્રતાપ ...............માજી રાજાનો દૂરનો ભાણેજ એક શેનાપતી અને મૃણાલિનો થનાર પતિ.
અજીત.......... ....દુઃખી ઉમરાવ પુત્ર. કાન્તાનો થનાર પતિ.
કિશોર ........... ....અજીતનો નાનો ભાઇ.
જસાજી......... .....વૃદ્ધ ગરાસીયો કાન્તાનો બાપ.
પોપટશા.............સોલીસીટર. લહેરીનો કાકો અને રંભાનો પિતા.
લહેરી ..............પોપટશાનો ભત્રીજો, રાધાનો થનાર પતિ અને લટપટનો મિત્ર.
નથુચંદ...............પોપટશાનો જુનો મિત્ર, મોહિનીનો પતિ અને રાધાનો પિતા.
લટપટ................નથુચંદનો ભત્રિજો અને રંભાનો થનાર પતિ.
ફુરજ................પોપટશાનો ખાનગી નોકર.
ઓઘડશંકર બી. એ...એક ગ્રેજ્યુએટ.
મીરજા ઘાસલેટ......ટેલરીંગ કંપનીના માલિક.
તોપસિંહ............દુર્મદનો હજુરીયો.

## સ્ત્રી પાત્રો.

રાજબા.............અભયસિંહની નવી સ્ત્રી અને દુર્મદની માતા.
મૃણાલિ..............રાજ્યની હકદાર વારસ અને માજી રાજાની પુત્રી.
કાન્તા.................જસાજીની પુત્રી.
રધી ..................કાન્તાની નોકર.
મોહિની.............નથુચંદની નવી સ્ત્રી અને રાધાની સાવકી માતા.
રાધા...................નથુચંદની પુત્રી.
રંભા.................પોપટશાની પુત્રી.
હિરા ..................પોપટશાની નોકર.

એ સિવાય, પ્રધાન, અધિકારીઓ, દાસદાસીઓ, દરબારીઓ, બેલીફ, હોટેલવાળા, બીલકલેક્ટરો, વારાંગનાઓ અને સીપાઇઓ વિગેરે-વિગેરે.

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

# નાટકનો ટુંક સાર.

## પૂર્વ વૃત્તાંત.

ન્યાયથી આ અખિલ બ્રહ્માંડ ટકેલું છે, ન્યાયથી સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતિ અને લય છે, ન્યાયથી આત્માની શાંતિ અને ઉન્નતિ છે અને ન્યાયમાંજ નારાયણનો વાસ છે. મનુષ્ય કરતાં તે "ન્યાયસિંધુ" પ્રભુનો ન્યાય સાચો અને તાત્કાળિક છે. તે આપણી કરણીનો બદલો અહીંજ આપે છે, પણ હુંપદ, અને અજ્ઞાનના આવરણથી તે આપણે સમજી શકતા નથી. આ 'ન્યાયસિંધુ' નાટકમાં પણ ન્યાયના તરંગો પૂર વેગથી ઉછળતા જણાશે. રાજરક્ષણ (Regent) રાજા અભયસિંહ ખરેખર ન્યાયસિંધુ છે. ન્યાય સામે તે પોતાનાં કુટુમ્બને અને દેહને તુચ્છ માને છે, અને ન્યાયનીજ હઠમાં પોતાનાં વહાલાંના હાથે પોતાનો અમર આત્મા ગુમાવે છે. તો પણ ન્યાયી અભયસિંહની ગેરહાજરીમાં તે પાપીઓનો ન્યાય તે મહાન 'ન્યાયસિંધુ' અદલ તોળે છે અને તેમને કરણીનાં ફળ અહીંજ આપે છે.

જ્યારે રત્નપુરના રાજા પૃથ્વીનાથની રાણી સન્તતિમાં એક વર્ષની પુત્રી મૃણાલિ મૂકીને ગુજરી ગઇ ત્યારે પૃથ્વીનાથ પાસે માબાપ વગરનો સાત વર્ષનો તેનો દૂરનો ગરીબ ભાણેજ પ્રતાપ ઉછરતો હતો. મૃણાલિ પાંચ વર્ષની થતાં રાજા મરણ બીછાને પડયો. તે વખતે રાજાએ રાજ્યના પ્રમાણિક સરદાર અભયસિંહને રાજરક્ષક અને મૃણાલિનો વાલી સ્થાપ્યો. અભયસિંહને પણ આ સમયે દુર્મદ નામનો દસ વર્ષનો એક પુત્ર હતો. મૃણાલિ યોગ્ય ઉમરની થતાં પ્રતાપ, દુર્મદ કે બીજા કોઇ લાયક ક્ષત્રી સાથે તેને પરણાવીને રાજગાદી સોંપવાની પૃથ્વીનાથે ભલામણ કરીને દેહ છોડયો. અભયસિંહે ન્યાયબળથી રાજ્ય સારી રીતે ચલાવવા માંડયું. જયમલ્લ નામના પરદેશી ઉસ્તાદને દુર્મદ અને પ્રતાપને અસ્ત્ર શસ્ત્ર અને મલ્લ વિદ્યા શીખવવાને તેણે રાખ્યો. જયમલ્લ દિલનો કાળો, કપટી, ખુની, લોભી અને ખટપટી હતો. દુર્મદની માતા રાજબા પણ આબેહુબ જયમલ્લના જેવીજ દુર્ગુણી હતી. રાજ્યાનો બોલ ઉથાપવા ઘણી વખતે ખુદ અભયસિંહ પણ

અશક્ત નીવડતો; પણ લુચ્ચો જયમલ્લ રાજબાના પક્ષમાં છુપી રીતે મળી જઇને થોડાજ વખતમાં રાજ્યનો સ્થંભ થઈ પડયો. હવે રાજ્યમાં અન્યાયનું જોર વધી પડયું. જયમલ્લે દુર્મદ કુમારને બુરે રસ્તે ઉતારીને બદીનો કીડો બનાવી દીધો આ રીતે રાજબા, દુર્મદ અને જયમલ્લની રાજલોભી પાપી ત્રિપુટી ન્યાયી રાજાની આંખમાં ધૂળ નાંખવા લાગવા લાગી, પોતાના રસ્તામાં નડતા અમીર ઉમરાવોના કાંટા કચરવા લાગી, મોજશોખ માટે રાજ્યમાં લૂટ અને ખુનામરકી કરવા લાગી, અને વિષયી દુર્મદના હાથે ગૃહસ્થોની વહુ દીકરીઓની આબરૂ બરબાદ થવા લાગી. આ ત્રિપુટીએ રાજ્યના નાના મોટા નોકરોને પોતાના પાળેલા કુતરા બનાવી દીધા જેથી પોતાની સામે રાજા પાસે ફરિયાદ કરવાની સહેજ પણ કોશીશ કરનાર મોટા મોટા સરદારો પણ મુવેજ છૂટતા. ટુંકમાં અભયસિંહનું ન્યાયી ન્યાયાસન આ ત્રિપુટીના પ્રપંચી કિલ્લામાં કેદ પડયું.

દુર્મદની સામે થનારામાં દાદુભા નામનો એક જબરજસ્ત સરદાર દગાથી જરજાગીર અને સત્તાથી પાયમાલ થઇને પોતાની પાછળ દુઃખી સ્ત્રી અને અજીત કિશોર નામના બે પુત્રો નિરાધાર છોડીને કમોતે મુવો. જસાજી નામના એક ગરીબ ગરાસિયા ઉપર દાદુભાની ઘણીજ મહેરબાની હતી. વખતના વહેવાની સાથે શૂરા અને સમજુ અજીતની છાતી પોતાના ઘરની પાયમાલીથી ચીરાવા લાગી અને આ પાયમાલીની યાદ રાજ્યમાંથી કોઇપણ જોખમે અન્યાયનું મૂળ કાપવા તેને ઉશ્કેરવા લાગી. આ વખતે આ દુઃખી અજીતનાં શાંતિ અને આનંદનું સ્થાન જસાજીની ખુબસુરત પુત્રી કાન્તા થાય છે. કાન્તા આ ગરીબને સાચા પ્રેમથી ચાહે છે પણ બીજી તરફથી જયમલ્લ ઉસ્તાદનો ડોળો પણ કાન્તા તરફ છે. પૃથ્વીનાથનો ભાણેજ પ્રતાપ તો પોતાને મળેલી કર્નલની પદવી દીપાવવામાં જ તત્પર રહે છે; અને હવે અહીંથી આપણા નાટકની શરૂઆત છે.

---

# શ્રી ઇશ્વર સ્તુતિ.

## અંક ૧ લો.

**પ્રવેશ ૧ લો**—રત્નપુર પાસે જસાજીની વાડી. કાન્તા અને અજીતનો પ્રેમવિનોદ. કાન્તાને મળવા આવતો જયમલ્લ ડુંગર ઉપરથી જોઇને હેરત પામે છે. અજીત પ્રેમકોલ લઇને જાય છે. ઝનુની બનેલો જયમલ્લ કાન્તા પાસે પોતાના પ્રેમ-પત્રોનો જવાબ માગે છે. અજીતને પ્રેમ-કોલ દઇ ચૂકેલી હોવાથી કાન્તા લાચારી બતાવે છે. જયમલ્લ કાન્તાને સત્તા સાહ્યબીની લાલચો આપે છે, ધમકાવે છે. અને આખરે તેના બુરા ભવિષ્યનો નકશો ખેંચે છે, પણ કાન્તા માનતી નથી. જયમલ્લ ગુસ્સામાં આવી કાન્તા ઉપર બલજબરી કરવા જાય છે તેટલામાં જસાજી આવે છે. ટેકીલા જસાજી અને જયમલ્લ વચ્ચે સખત તકરાર થાય છે અને જસાજી જયમલ્લની ધમકીને ધિક્કારથી ઠોકર મારીને તેને અપમાન સાથે કાઢે છે. (ટેબલો.)

**પ્રવેશ ૨ જો**—સોલીસીટર પોપટશાનું ઘર. માનીતો નોકર ફરજ લહેરમાં આવી જાય છે. સોલીસીટરનો ભત્રીજો લહેરી પ્રેમની ધુનમાં વિલની નકલમાં ગોટાળો કરી મૂકે છે અને સોલીસીટર આવીને તેને ધમકાવે છે. ગધ્ધાવૈતરાથી કંટાળેલો લહેરી કાકાને સાફ સાફ વાત સ્વપ્નમાં જાહેર કરે છે અને કાકા ભત્રીજા વચ્ચે પ્રેમમાં પડવાની બાબતમાં વીસ હજાર રૂપીયાની સરત લાગે છે. લહેરીની ભવિષ્યની સ્ત્રી રાધાની સાવકી મા મોહિની લહેરીની ખબર કાઢવા આવે છે. મોહિની સરતની વાત સાંભળીને લહેરી તરફથી સોલીસીટરની બુધ્ધિ ઠેકાણે લાવવા તૈયાર થાય છે.

**પ્રવેશ ૩ જો**—રત્નપુરનો સીમાડો. અજીત કિશોરને લેઇને અન્યાયી રાજ્યનો વિચાર કરતો આવે છે. નદીમાંથી પસાર થતાં પરદેશી વહાણના દેખાવથી અજીતનો પાછલો ઘા તાજો થાય છે. અજીત પાસેના મઠમાં જાય છે. વહાણની પૂઠે લાગેલા દુર્મદ અને તેના સીપાઇઓના શોરબકોરથી કિશોર તદન ગભરાઇ જાય છે અને તરતજ દુર્મદના હાથે ઠાર થાય છે. અજીત પાછો ત્યાં આવે છે અને

ભાઇની લાશ ઉપર હૃદય ભેદક કલ્પાંત કરે છે. કિશોરની વૃદ્ધ માતા આવીને પુત્રની કારમી લાશ ઉપર દેહ છોડે છે તેટલામાં રાજા અભયસિંહ ત્યાં આવી ચઢે છે અને કિશોરના ખુનનો ન્યાય અજીતને આપવા વચન આપે છે. તરતજ દુર્મદ અને તેના માણસો વહાણ લૂટીને હસ્તે ચહેરે ત્યાં આવે છે. કિશોરનું ખુન દુર્મદના હાથે થયાનો ખુલાશો થાય છે અને નીડર બનીને અજીત રાજકુમાર સામે ન્યાય માગે છે. તરત માટે કિશોરની મરણક્રિયા સારૂ અજીતને મહોરોની થેલી આપીને રાજા વિગેરે ચાલી જાય છે દુઃખ, અન્યાય અને અપમાનથી અર્ધ ગાંડો બનેલો અજીત ઝનુની બનીને વેર લેવાના સોગન ખાય છે. **(ટબ્લો)**

**પ્રવેશ ૪ થો**—પોપટશાનું ઘર. કરજ છબરડો કરી નાંખે છે. મોહિની અને રાધાના સ્ત્રી–ચરિત્રથી પોપટશા સોલીસીટર મોહિની ઉપર લટ્ટુ બનીને લહેરી સાથેની વીસ હજારની સરત હારી જાય છે. તેટલામાં ડરબનવાળો મોહિનીનો પતિ અને પોપટશાનો જુનો મિત્ર નથુચંદ ઘણે વરસે આવે છે. સઘળો ભેદ ભરમ ભાગે છે અને નથુચંદ લહેરી અને રાધાના હાથ મેળવી આપે છે.

**પ્રવેશ ૫ મો** —જાહેર રસ્તો. કાન્તા ગુમથવાથી ગાંડો બનેલો અજીત કાન્તાની શોધમાં રખડતો જણાય છે. કાન્તાની શોધમાં નીકળેલા જસાજી વિગેરે આવીને અજીતને હોશમાં લાવવા મહેનત કરે છે પણ આખરે લાચારીથી અજીતને પડતો મૂકીને મળેલી તાજી ખબર મુજબ કાન્તાને મેળવવા જયમલ્લના મહેલ ઉપર દરોડો નાંખવા જાય છે.

**પ્રવેશ ૬ ઠો**—કર્નલ પ્રતાપનું ઘર શીકારેથી પાછી ફરતી રાજકુંવરી મૃણાલિ અચાનક પ્રતાપને મળવા આવી ચઢે છે, અને પ્રતાપની મુઝવણનો લાભલઇને પ્રેમઘેલી કુંવરી પ્રતાપને બનાવે છે અને પ્રેમકોલ લઇને છૂટી પડે છે.

**પ્રવેશ ૭ મો**—જયમલ્લનો બગીચો. જસાજીના મકાનમાંથી ચોરીથી કાન્તાને ઉપાડી મંગાવીને જયમલ્લે તેની સાથે જોર-જુલમથી આજે લગ્ન કરવાની ધામધુમ કરેલી છે. કાન્તાને બળાત્કારે લગ્નનો પોશાક પહેરાવીને ખવાસણો તેને લગ્ન મંડપમાં લાવે છે, તેટલામાં ગાંડો અજીત

એકદમ ધસી આવીને પહેરેગીરોના મારથી બચવા માટે કાન્તાના પગે વળગી પડે છે અને તેની દયા માગે છે. રંગમાં ભંગ થાય છે અને જયમલ્લનો ગુસ્સો ઉશ્કેરાય છે. અજીતની હૃદયભેદક હાલત જોઇને તેને પોતાની પાસેની રિવોલ્વરની મદદથી જયમલ્લથી બચાવીને શુદ્ધિમાં લાવવા કાન્તા કોશીશ કરે છે. અને જયમલ્લને શીટકાર આપે છે. રજવાડી પોશાકમાં કાન્તાને અત્યારે જોઇને અજીત તેને ઓળખી શકતો નથી. આખરે કાન્તા પોતાના અસલી સાદા પોશાકમાં અજીત સામે રજુ થાય છે કે તરતજ અજીત હોશમા આવીને તેને વળગી પડે છે. જયમલ્લ તદન ઝનુની બની જાય છે અને અજીત મરણીયો થાય છે. કટોકટના વખતે જસાજીની કિંમતી મદદથી કાન્તા અને અજીત બચી જાય છે અને જયમલ્લ હાથ ચોળતો અચંબામાં ગરકાવ થાય છે. **(ટેબ્લો)**

**પ્રવેશ ૮ મો**—ઓઘડશંકર બી. એ. નું ઘર. ઓઘડશંકરે બી. એ. બનીને જીંદગી બરબાદ કરી છે, તે ભણ્યાની સાથે ગણ્યો નથી અને નોકરીની ધુનમાં જાહેર ખબરોનાં બીલ ચુકવી ચુકવીને નાદાર થઇ ગયો છે. બીલ કલેકટરો અને એક દુઃખી ગ્રેજ્યુએટને તે બનાવે છે અને નોકરી માટેની પોતાની અરજીઓના આવેલા ચારપાંચ જવાબ વાંચીને અજાયબ થાય છે. લહેરી આવીને પોપટશા તરફથી તેને સેક્રેટરી તરીકે નોકર રાખીને જાય છે.

**પ્રવેશ ૯ મો**—પહાડની તળેટીમાં અજીતની છુપી ગુફા. અજીતને કિશોરના ખુનનો ન્યાય નહિ મળવાથી તેણે બહારવટુ લીધું છે અને રાજ્યને પાયમાલ કરવાને ઘણા માણસો જમા કર્યા છે. અજીતની હાલતથી દુઃખી બનેલી કાન્તા સાથે અજીત પ્રેમ કરવા જાય છે. ટેકીલી કાન્તા તેને હલકા શબ્દોથી મેણું મારે છે તેટલામાં જસાજી આવીને બળતામાં ઘી હોમે છે અને અજીતને વેર લેવા માટે તદન ઉશ્કેરી મૂકે છે. અભયસિંહ પાસેથી ન્યાય મેળવવા અને તે ના મળે તો રાજ્યનો અંત લાવવા તરતજ અજીત બહાર વટીયાની ફોજ સાથે ઉપડી જાય છે. **સીન (ટ્રાન્સફર)**

**પ્રવેશ ૧૦ મો**—અભયસિંહનો દરબાર. પાડોશી રાજા સાથે સરહદ માટેના યુધ્ધમાં જય મેળવીને આવતા પ્રતાપ અને લશ્કરીઓને માન આપવા માટે અભયસિંહે આજે રાજમહેલમાં ખાસ દરબાર ભર્યો છે. રાજા તરફથી પ્રતાપને તેની લાયકી માટે માન મળેછે. મૃણાલિના વિવાહ માટે રાજબા અને અભયસિંહ વચ્ચે સખત તકરાર થાય છે પણ ન્યાયી રાજા દુર્મદ, જયમલ્લ અને રાજબાનું મુદ્દલ નહીં સાંભળતાં પોતાના પુત્ર દુર્મદને છોડી મૃણાલિનો વિવાહ ગુણી પ્રતાપ સાથે નક્કી કરેછે. રાજબા તદ્દન ઉશ્કેરાઇ જાય છે. તેટલામાં અજીતના હાથે લૂટાયલા અમલદારો ફરિયાદ કરતા આવેછે. અજીતને ન્યાય નહિ આપવા માટે રાજા પશ્ચાતાપ કરેછે. ન્યાયની બાબતમાં રાજા રાણી વચ્ચે સખત વાદ વિવાદ થાય છે. અજીત અંગરક્ષક સાથે દરબારમાં બેધડક દાખલ થાય છે, અને રૂઆબમાં ન્યાય માગેછે. રાજબા અને દુર્મદની પરવા નહિ કરતાં અભયસિંહ અજીતનો ઇનસાફ અદલ તોળેછે અને રાજકુંવરને ગુન્હેગાર ઠરાવીને કિશોરના લોહીનો બદલો કુંવરની છાતીમાંથી લેવા અજીતને રાજા રાજખંજર આપેછે. ન્યાયસિંધુ રાજાનો અદલ ઇનસાફ!! (ટેબલો)

[ ડ્રોપ ]

## અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો**—રાજમહેલ. મૃણાલિ સાથે સાહેલીઓની છેડછાડ. પ્રતાપ આવતાં તેઓ ચાલી જાય છે. પ્રતાપ મૃણાલિ સાથે પ્રેમાનંદ કરીને રાજયના કામે બહારગામ ઉપડી જાય છે. રાજબા આવીને પ્રતાપની વિરૂધ્ધ અને દુર્મદના લાભમાં મૃણાલિ સાથે તકરાર કરેછે પણ મૃણાલિ રાજબાની દરકાર નહીં કરતાં અંદર જાય છે. જયમલ્લ ત્યાં આવતાં રાજબા પોતાનું દુઃખડું રડેછે. રાજગાદી માટે ખુદ રાજાનું ખુન કરવા તે રાજબાને ઉશ્કેરે છે.

**પ્રવેશ ૨ જો**—અજીતની પહાડી ગુફા. જુની નોકરડી રઘી ને કાન્તા પોતાના ઉપર આવનાર આફતની અગાઉની વાત કરીને સુઇ જાય છે. રઘી પોતાને મળેલો છૂપો ભેદી કાગળ વાંચીને બારને ટકોરે ચાર હજાર મહોરોની લાલચે

કાગળના લખનારને બાગમાં મળવા જાય છે અને બેઠી શક્ષો સાથે પાછી આવે છે. અને બેઠી માણુસો કાન્તાને ઉપાડી જાય છે. (ટેબલો)

**પ્રવેશ ૩ જો**—ઇંદ્રગઢની સરદાર લોજમાં લહેરીનો ઓરડો. ફરજના પુછવાથી પોપટશા પાસેથી લીધેલા વીસહજાર રૂપીયા ઘોડદોડની સરતમાં ગુમાવ્યાનો પોતાનો હિસાબ લહેરી સમજાવે છે. લહેરી ઉપર વહેમ પડવાથી તેને બદલે સેક્રેટરી તરીકે પોપટશાએ મી૦ ઓધડશંકર બી. એ. ને લઇ આવવાને લહેરીને જણાવ્યું છે. સરત માટે કાકાની તિજોરી સાફ કરવા લહેરીએ ઓઘડને નામે પોતાના સરતબાજ મિત્ર લટપટને કાકા પાસે રજુ કરવાનો તાગડો રચ્યો છે. ઓઘડને ઉંધું ચતું સમજાવીને તેને આ હોટેલમાં રાખીને લહેરી લટપટને લઇને પોપટશાને ત્યાં જવા ઉપડી જાય છે. તેટલામાં પોતાના ભત્રીજા લટપટ પાપડી કરને શોધવા આવનાર નથુચંદ પાપડીકર અને ઓઘડ વચ્ચે સમજ ફેરથી ગોટાળો થાય છે. નથુચંદ ઓઘડને પોતાના ભત્રીજો લટપટ માને છે. ઓઘડ નથુચંદની રીતભાત ઉપરથી તેને કોઇ ઉઠાવગીર ચોર સમજીને મદદ માટે બુમો પાડીને આખુ લોજ ભેગુ કરેછે. તેટલામાં લટપટના નામનું વારંટ લઇને મીરજાઘાસલેટ બેલીફ સાથે આવે છે ગોટાળા ઉપર ગોટાળો વધતોજ જાય છે બેલીફ ઓઘડ ઉપર ભૂલથી વારંટ બજાવે છે પણ તેટલામાં સર્વની ભૂલ ભાંગે છે અને ઓઘડ ટેસ્ટમાં આવીને કુદેછે.

**પ્રવેશ ૪ થો**—જંગલ. અજીત અને પ્રતાપની શોધમાં નીકળેલા દુર્મદના ભીલ સીપાઇઓના હાથે અજીત કેદ પકડાય છે અને જસાજી ઘાયલ થાય છે. પાછળથી પ્રતાપ આવતાં તે અને જસાજી મળીને અજીત કાન્તાને છોડાવવા અને રાજાને બચાવવા તૈયારી કરેછે.

**પ્રવેશ ૫ મેઃ**—અભયસિંહનું શયનગૃહ. અભયસિંહ સુતેલા છે ત્યાં રાણીની ઉશ્કેરણીથી દુર્મદ બાપનું ખુન કરવા ગયો છે પણ દિલ પાછું પડતાં પાછો ફરેછે જેથી મા દીકરા વચ્ચે તકરાર થાય છે. છેવટે રાજમા પોતાના ધણીનું ખુન કરવા જાય છે અને રાજાને પિસ્તોલથી ઠાર કરેછે.

(સીન ટ્રાન્સફર.)

**પ્રવેશ ૬ ઠો**—જયમલ્લના મહેલનું ભોંયરૂં. જયમલ્લના ત્રાસથી કંટાળેલી કાન્તા ઝેર પીવાની તૈયારીમાં છે. જયમલ્લ આવીને તેને રોકે છે. ટેકીલી કાન્તા આબરૂ આગળ મોતની પરવા કરતી નથી. જયમલ્લ કેદી અજીતને તેડી મંગાવે છે અને કાન્તાની નજર સાંમે તેને રીબાવવા માંડે છે, પણ આ પ્રેમી જોડું નીડર રહેછે. પ્રતાપ અને જસાજી દિવાલ તોડીને આવી ચઢેછે અને અજીત કાન્તાને બચાવે છે. **(ટેબ્લો.)**

**પ્રવેશ ૭ મો**—પોપટશાનું ઘર. નથુચંદ પરોણા તરીકે આવે છે. લહેરી લટપટને ઓઘડશંકર સેક્રેટરીના નામ તળે રજુ કરેછે. ખરા ઓઘડની મસીયાઈ બહેન હિરા જે અહીં નોકર છે તે લટપટને ઓઘડ સમજીને ગોટાળો કરી નાંખે છે. નથુચંદ ડરપન રહેતો હોવાથી પોતાના ભત્રીજાને દીઠે ઓળખતો નથી પણ લટપટને વહેમ પડેછે કે નથુકાકાએ પોતાને ઓળખ્યો છે જેથી ગભરાતો જાય છે. પોપટશા પોતાની દીકરી રંભાને શીખવવાનું કામ પણ લટપટને સોંપે છે. લહેરીની બૈરી રાધાને રંભા સમજીને લટપટ સોલીસીટરનો ઘર જમાઇ થવાની ધુનમાં છબરડો કરી નાંખે છે જેથી લહેરી અને લટપટ ભૂલથાપથી હાથોહાથ થઇ જાય છે.

**પ્રવેશ ૮ મો**—દુર્મદનું વિલાસ ભુવન. લુચ્ચા ગુરૂ જયમલના હાથે બૂરે રસ્તે ચઢેલો દુર્મદ ફોલી ખાનારા મિત્રો અને હલકી સ્ત્રીઓની સોબતમાં રંગરાગ ઉડાવે છે. મતલબી જયમલ્લ હવે દુર્મદ અને રાજબાને માંહોમાંહે લઢાવી મારવાની જાળ પાથરતો જાય છે.

**પ્રવેશ ૯ મો**—પોપટશાનું ઘર. પ્રેમમાં અજ્ઞાન નિર્દોષ રંભાને શીખવતો લટપટ પ્રેમની ખટપટમાં પડતો જણાય છે. મીરજાઘાસલેટ માગતા રૂપીઆ લેવા આવે છે. ઘાસલેટની જકથી તેના રૂપીઆ ચૂકવી આપતા સુધી તેને આ ઘરમાં રાખવાનું બન્ને મિત્રો લાચારીથી કબૂલ કરેછે. હિરાની સાથેની વાતચિતમાં લટપટ ગોટાળો કરી નાંખે છે અને બીજી તરફથી મીરજા ઘાસલેટ બેવડાની ધુનમાં નથુચંદ સાથે ગોટાળો કરેછે. તેટલામાં ખરો ઓઘડશંકર આવી ચઢે છે. ગોટાળો વધતો જાય છે.

નથુચંદ ઓધડને પોતાનો ભત્રીજો લટપટ સમજીને સતાવે છે જેથી મુંઝાયલો ઓધડ છબરડો કરી મૂકે છે. લટપટનો ગભરાટ વધી પડવાથી ઓધડને તે એક ઓરડામાં પુરેછે અને લહેરી પણ તેજ ઓરડામાં છાકટા ધાસલેટને પુરે છે. ચકરમ ઓધડ અને છાકટા ધાસલેટ વચ્ચે ઓરડામાં બંધ બારણે મારામારી શરૂ થાય છે. ધાસલેટથી બચવા માટે ઓધડ બારીએથી કુદી પડે છે અને તેની પાછળ ધાસલેટ પણ પડે છે. બન્ને ઉલ્લુઓ દોડાદોડ કરી મૂકે છે અને રાધા લટપટ અને લહેરી આવીને આ ફારસ જોતાં હેરત પામે છે.

**પ્રવેશ ૧૦ મો**—રાજતુરંગ. રાજકેદી મૃણાલિ અને પહેરગીરની વાતચિત. દુર્મદ આવીને મૃણાલિને સતાવે છે. મૃણાલિ અને દુર્મદ વચ્ચે તકરાર થાય છે. અડગ મૃણાલિને કત્લ કરવાનો હુકમ દુર્મદ મારાને કરેછે. પહાડની ખીણોમાં થઇને પ્રતાપ અને અજીત લશ્કર સાથે અણીના સમયે હલ્લો લાવે છે ચોતરફ શોર બકોર અને કાપાકાપી શરૂ થાય છે. મૃણાલિની જગાએ પહેરેગીરની મદદથી અજીત દુર્મદને કેદ કરેછે. રાજબા અહીં અચાનક આવી ચઢતાં આ મામલો જોઇને હેરત પામે છે.

(ટેબ્લો.)

[ ડ્રોપ ]

## અંક ૩ જો.

**પ્રવેશ ૧ લો**—જંગલ. દુર્મદ અને અજીત વચ્ચે લઢાઇ ચાલી રહી છે. અજીતની લશ્કરની ટુકડી માર્ચ કરતી જણાય છે.

**પ્રવેશ ૨ જો**—રાજમહેલ. ચાલતી લઢાઇમાં નવા લશ્કરની ભરતી કરવા માટે રાજબા પૈસાની સખત તંગીમાં જણાય છે. નવી મદદ નહીં મળવાથી નિરાશ થયેલો દુર્મદ યુધ્ધમાંથી એકદમ ગભરાયલો આવે છે અને રાજબાને હલકા શબ્દોથી મેણાં મારે છે. મા દીકરા વચ્ચે કજીયો થાય છે તેટલામાં રૈયત દુશ્મનને મળી ગયાના સમાચાર આવે છે. ચોતરફથી દુઃખી દુર્મદ ગાંડાની માફક ઝનુની બનીને દગાબાજ રૈયતનો નાશ કરવા માટે શહેરને એકદમ આગ લગાડવી શરૂ કરેછે.

**પ્રવેશ ૩ જો**—આગમાં બળતું રત્નપુર. ઘરબાર અને કુટુંબવગરની થયેલી નિરાધાર દુઃખી રૈયતનો પોકાર. દુર્મદ રૈયત તરફ વધારે વધારે ઘાતકી બનતો જાય છે અને તેના સિપાઇઓ તેમની ઉપર જુલમ કરેછે. (ટબલો.)

**પ્રવેશ ૪ થો**—રાજમહેલ. રણમાં મળેલી હારથી રાજબા અફસોસ કરતી જણાય છે અને દુશ્મનના હાથે કંગાલ મોતે મરવા કરતાં જયમલ્લની સાથે છૂપે રસ્તેથી વેષ બદલીને નાસી જવા તૈયાર થાય છે. લુચ્ચો જયમલ્લ રાજબાની નિરાધાર હાલતનો લાભ લઇને તેને પોતાનું પ્રેમપાત્ર થવાની શરતે જ બચાવવા હા કહેછે. લાચારીથી રાજબા વખત જોઇને તે કબુલ કરેછે. જયમલ્લના દુરાગ્રહથી રાજબા દુઃખી દિલે જયમલ્લને પ્રેમદાન આપે છે તેટલામાં યુધ્ધમાંથી તદ્દન હાર ખાઇને દુર્મદ અહીં અચાનક આવી ચડતાં આ કંગાલ દેખાવ જોઇને હેરત પામે છે. (ટબલો)

**પ્રવેશ ૫ મો**—રાજ મહેલનો બગીચો. પોતાને બુરે રસ્તે ઉતારીને આખરે પોતાની આબરૂપર ઝેરી છરી ફેરવનાર રાજબા અને જયમલ્લ ઉપર ભયંકર વેર લેવા માટે દુર્મદ તૈયાર થયો છે. સંકેત મુજબ ઝવેરાતની પેટી સાથે પ્રથમ જયમલ્લ મહેલમાંથી પસાર થાય છે. દુર્મદ અને જયમલ્લ વચ્ચે સખત તકરાર થાય છે અને દુર્મદ ઝનુનપર ચઢીને જયમલ્લને મારી નાંખે છે. તેજ પ્રમાણે રાજબા આવતાં તેને પણ મહેણાંથી બાળીને દુર્મદ તેની છાતી ચીરી નાંખે છે. અજીત અને પ્રતાપને લશ્કર સાથે અહીં આવતા જોઇને તે આપઘાત કરેછે. આ રીતે તે મહાન "ન્યાયસિંધુ" ના અદલ ઇનસાફથી આ પાપી ત્રિપુટી સાફ થાય છે (ટબલો)

**પ્રવેશ ૬ ઠો**—પોપટશાનું ઘર. ઓઘડને લટપટ રૂખસદ આપે છે પણ ત્યાં કોઇને આવતું જોઇને ગભરાટમાં ઓઘડને પટારા ઉપર નાંખીને તેની ઉપર લટપટ ચઢી બેસે છે. રંભા આવે છે અને લટપટ પોપટશા સાથે કામે જાય છે ઓઘડ ચુપચુપ રંભાની બાજુમાં આવીને ભરાય છે જેથી રંભા તેને ચોર સમજીને બુમો પાડે છે. નથુચંદ દોડી આવે છે તે ઓઘડને ધમકાવે છે

અને આબરૂ બચાવવા ઓધડને પટારામાં નાંખીને ચાલી જાય છે. ઓધડ બહાર નીકળીને ગભરાટમાં સ્ક્રીન પાછળ ભરાઇ જાય છે તેટલામાં નથુચંદ અને લટપટ આવીને ઓધડને શોધે છે પણ તે નહીં જડવાથી અંદર જાય છે. મીરજા ઘાસલેટ આવે છે. તે ઓધ-ડના પગ સ્ક્રીનની બહાર જોઇને કોઇ ચોર ભરાયલો માનીને ફરજ આવતાં તેને હકીકત સમજાવે છે. ફરજ રસી અને બાંબુ લઇને આવે છે. ચોરના હાથે માર પડવાની બ્હીકથી ઘાસલેટ ફરજને ધક્કો મારીને નાસી જાય છે. ફરજના પડવાથી સ્ક્રીન ઉથલાઇ જાય છે પણ ચોરની બુમો પાડતો ફરજ ભુલમાં ઓધ-ડના પગ બાંધવા માંડે છે તેટલામાં પોપટશા અને નથુચંદ દોડી આવે છે. તરતજ સેક્રેટરી ઉપરનું વારંટ લઇને માગનારો બેલીફ સાથે આવે છે પણ સેક્રેટરી પોતે હોવાનું ઓધડ જણાવે છે આ સાંભળી પોપટશા અને નથુચંદ અજાયબ થાય છે. હવે ખરો સેક્રેટરી કોણ તેનો ગોટાળો લટપટ અને લહેરી આવી ચઢે છે. અધુરામાં પુરૂ રાધા રંભા, મોહિની, હિરા અને ફરજ આવી ચઢે છે. પોપટશાના પુછવાથી લહેરી ખરો ખુલાસો કરે છે અને લટપટને નથુચંદના ભત્રીજા તરીકે જાહેર કરે છે. આ સર્વ તોફાનનું કારણ રેસનો હરામી ચસ્કો જણાવીને પોપટશા લહેરી અને લટપટને ઠપકો આપે છે પણ સર્વના કહેવાથી આ બન્ને જુવાનને તે માફ કરે છે, રેસનું કરજ પોતે ચુકવી આપવા કબૂલ થાય છે અને પોતાની દીકરી રંભાનો હાથ લટપટ સાથે મેળવી આપે છે. ફક્ત ઓધડશંકર બી. એ. રખડતો રહી જાય છે.

**પ્રવેશ ૭ મો**—રત્નપુરનો દરબાર. પ્રતાપ સાથે મૃણાલિનાં અને અજીત સાથે કાન્તાનાં હાથ મેળવાય છે અને તે "ન્યાયસિંધુ" ના અદલ ઇનસાફથી હક્કદાર વારસ મૃણાલિને રાજ્યાભિષેક થાય છે.

## ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

## (સમાપ્ત.)

॥ ॐ परमात्मने नमः ॥

સૂત્રધાર-નટી— १

હરિ ૐ..........કલ્યાણ કરો સકલ સૃષ્ટિનું.
નેતિ નેતિ શ્રૃતિ સાખ દે, નિગમ અગમ નરનાથ,
પંચ ભૂતમાં તુહી તુહી, શરમ લાજ તવ હાથ.
સ્વયંપ્રકાશ સત્યરૂપ, અવ્યક્ત અરૂપ અનંતરૂપ,
આદિ મધ્ય અંતવિહીન, સુરમુનિ યોગી ધ્યાને લીન.
ચિદાનંદ પરિબ્રહ્મ, હરો બંધ, આનંદકંદ, જય કરો.

નટી-બાળાઓ— ૨

અદલ ઈનસાફ કુદરતનો
ઉંડી નજરે નિહાળોજી.
બાવળે તો કાંટા, કેરી સાખ તો આંબે ચખાય,
પાપવિષથી મરણ, અમૃતપાનથી અમર થવાય.
ઈન્દુ ઉડગણ સૂર્ય સિંધુ, મેઘ વીજ છે ન્યાયથી,
પંચભૂત ઋતુ રાત દિન, બ્રહ્માંડ ઈશ સૌ ન્યાયથી.

અજીત— ૩

હરી વાટિકા સુંદર મધ્ય મનોહર,
ઝુંડ તરૂવર ઝુકી રહ્યાં.
ફળ મિષ્ટ લચેલાં રસ બસ ઘેલાં,
સુમન સુરંગી વિલસી રહ્યાં.
કિલકિલ કોકીલ ગુંજાર મધુકર,
મોર ટીહુ ટૌકારી રહ્યાં.
ગુણગાન પ્રિયાનાં ગાય કે શું,
સ્વાગત સ્નેહે દેઈ રહ્યાં?

અજીત— ૪

આ મળ્યો પારસમણી, મમ દિલ છૂટે છોડતાં,
જુવતી જોડી જડી, આ જીવ જાયે છોડતાં.
કાન્તા—હાં..........ના શરમાવો સજ્જન,
મૃદુલ મૃદુલ અનૂહા.

**અજીત**—પણ અનંગા.
**કાન્તા**—રતિ રીતિથી અજાણુ—હા....
**અજીત**—સ્નેહની ક્યારી, અમિરસ ઝારી,
પાયો પીયુષ લલિત લલના, ચંચળા.
**કાન્તા**—ચાલો છોડો છોડો, વિનયી અવિવેકી થાઓ,
**અજીત**—માનો માનો માનો, રસઝરણે રમણી ન્હાવો,
**કાન્તા**—આ તનમનધન છે કુરબાન, વારૂ વલ્લભ કોટિ કામ,
**અજીત**—હેત હિંદોળે દ્યો આરામ.

**અજીત**— ૫

ખીલ્યું પુષ્પ આ શરમાયે,
પ્રભા પુંજજ ધવલ કાયે—ખીલ્યું.
મદુલી મ્હારી પ્રિય દીપાવી
**કાન્તા**—એ માન નવ સોહાયે, નવ સોહાયે
**અજીત**—પુષ્પ આ શરમાયે—ખીલ્યું.
દીધો કોલ કરજે તોલ
**કાન્તા**—ભિતર ભેદુ તું, ભિતર ભેદુ તું ભીતર ભેદુ તું.
**અજીત**—વિશ્રાંતિ વેલી, સુખની હેલી
**કાન્તા**—એ માન નવ સોહાયે, નવ સોહાયે.
**અજીત**—પુષ્પ આ શરમાયે—ખીલ્યું.

**મોહિની**— ૬

માયા સાંમે મરદ છે લાચાર.
પાયલ ઠણકારા મદનપુલ મારા
મુખ મલક્યું જુવતીનું તો ફસ્યા બીચારા—માયા.
લટક ઘાવ સારા, નયન બાંણું ન્યારાં
રંગે માર્યાં તો મુનિનાં પાણી ઉતાર્યાં—માયા.

**અજીત**— ૭

બાજીગરની રચના જેવી, સમય રમત રમનારોરે.
સમયે રામે રાક્ષસ હણીયા, થતાં સમય ફરનારોરે,

સીતાને રાવણ હરી ચાલ્યો, ગર્વ અતિ કરનારોરે.
કૌરવ સૈન્ય સંહાર્યું અર્જુને, ગાન્ડિવનો ધરનારોરે,
સમયે લુટાયો તસ્કર હાથે, સમય પંથ છે ન્યારોરે.
યુદ્ધ કરાવ્યું મહાભારતનું કંસ સંગ લઢનારોરે,
સમયે હણાયો ભીલને હાથે, કૃષ્ણ મહા બળવાળોરે.
સમયે પૃથુરાજે શા કીધા, ઘોરીના સંસ્કારોરે,
એજ ઘોરીએ પૃથુને બાંધ્યો, થતાં સમય પડનારોરે.
સમયે મહેલ મેડીમાં વસતો, ઝુંપડીનો વસનારોરે,
સમય સમયનો હેરોફેરો, સમય સમયનો વારોરે.

કિશોર-- ૮

મુરખ મન મસ્તાનરે માયામાં મોહ ધરી,
હરિ હિરો ગુમાવેરે હીણભાગી હાથે કરી—મુરખ.
કામ ક્રોધ મદ મોહ તજોજી રટો રામ દિન રાત,
ધન યૌવનનું માન નકામું, ચાર દિનની વાત—મુરખ.
હરવા ફરવા પાય દીધાજી હાથ ધરમને કાજ,
મુખ દીધું છે હરિ ભજવાને, કરાણી જોઈ લાજ—મુરખ.
ઝાકળ જળ પળમાં ખરી જાશે કમળ પત્રપર પાણી,
કાયાવાડી તારી એમ કરમાશે, કાળ ગતિ ના જાણી—મુરખ.
હાડ ચાંમ મળ મૂત્રે ભરેલી કાયા કુપ્પી કાચી,
ફોગટ ફૂલી ફાંફાં મારે, રામ રસે રહે રાચી—મુરખ.

પોપટશા— ૯

જરી એસો સુધડનાર, મુખડે મળે કરાર,
વાત છે અધુરી, કાં જાવો—જરી.

**મોહિની**—હવે છોડો વકીલ હાથ, કલાઅન્ટ સંઘાથ વાત
આવી ના દીપે લજાવો.
પોપટશા ઘેલા શાને થાવો

**પોપટશા**—હાંરેહાં, હાંરેહા.

**મોહિની**—વાહરે વાહ, વાહરે વાહ!
હવે સાહેબજી, ફરી મળશુંજી.

બધા— ૧૦

હાહાહાવાહ, લગન થવાનાં વરઘોડે ચડવાના
વાજાં વગડાવાનાં પાર્ટીને નાચ.

**લહેરી**—માથેરાન જઇ વસવાના, હનીમુન કરવાના
**મોહિની**—ગાડીમાં ફરવાના
**પોપટશા**—વીસ હજાર........હાહાવાહ !
**લહેરી**—ખણણણણણ રૂપિયા ખખડાવાનો બીઝનેસમાં પડવાનો,
**નથુ**—બૈરી આ કરવાનો ?
**ફરજ**—વીસ હજાર.
**બધા**—ખુશીના દિન, મન મગન, કરો ચમન, શુભ લગન.

અજીત— ૧૧

દિલ કાચની શીશી તૂટી ફરી સુધરે નહિ,
જખમ પ્રીતિનો કો હકીમથી રૂઝે નહિ.
દુઃખી દિલનું દર્દ જાણે દુઃખી,
સુખીના મને છે સંસાર સુખી.—દુખી.
વિરહના વિલાપે ખુટયું નયણે નીર,
દિલડું બળેલું, મરેલું શરીર.—દુખી.
સંસાર સમુદ્રે ડૂબી પ્રેમનાવ,
તાણાયે દિવાનો, પ્રભુ ત્હારો સહાવ.—દુઃખી.

મૃણાલિ— ૧૨

પ્રીત શીતલ રશ્મિ થકી ખીલવો,
મૃગાંક મૃણાલિકેરા થઇ.
મનમોહન માન છોગાળા મૂકો,
માનો કે ન માનો બંધાઇ ગઈ.

**પ્રતાપ**—મોહ વિષે ભરેલાં ચઢેલાં ભ્રુચાપે,
આ નયન બાણે વીંધાઈ ગયો,
કટિ કેસરી કંઠ કપોત શશીમુખ,
લટકે શું કહું લોભાઇ રહ્યો.

મૃણાલિ—મીઠા પ્રેમ સલિલની માછલડી,
તડફડે વિરહે દિન રાતલડી,
પ્રતાપ—દિલની કરીયે પ્રિય વાતલડી,
મૃણાલિ—ચતુર ચેતો નહીં તો પસ્તાવો થશે,
પ્રેમ તટે વણદામે વેચાઇ રહી.

વાંરાગણાઓ— ૧૩

રોકે ઘાટ નહીં ઘર જાને દે, નટવર નાગર ગિરિધારી.
ઐર ભયી મોહે જાન ન દે.—રોકે.
નણંદ હઠીલી, સાસ અનારી,
ઇતની બીનતી, માનો હમારી, જા..........ઓ–રોકે.

અજીત— ૧૪

મારો કાપો રણવીર સુધીર અન્યાય દળ સંહારોને આજ.
આ ધર્મ ક્ષત્રીનો ઉર ધરો તમો...........
રણ સંગ્રામમાં ધુમો રૂમો તમે કસી તલવાર,
સિંહના બાળ કરાળ છો, કાળ વિકાળ બની તીર ભાલા ધરી,
યાહોમ કરી વિજયને વરો,...........

ડ્રૉપ સીન.

સાહેલીઓ— ૧૫

વિધુરી મધુરી ઓ ઘેલી, કર કેલી, વનવેલી,
ભર્યાં મદને ખંજન દગ ભોળી અલિ,
મૃણાલિ—જાવો સખી જાવો વૃથા ન સતાવો,
સાહેલીઓ—વસંતવર ઘેલે વિહ્‌વળ જણાય,
મૃણાલિ—ચાતક સ્વાતિ વિણુ તરસ્યું સદાય,
૧ સાહેલી—અલી કહે,
૨ સાહેલી—નામ દે,
૩ સાહેલી—કોણે ભુરકી નાંખી
સાહેલીઓ—વિધુરી, મધુરી ઓ ઘેલી.

મૃણાલિ— ૧૬

ચાતક ચાહે મેઘને જળ વિણ ઝૂરે મીન,
પોયણ વિકસે ચંદ્રથી, વિરહે જાય કયમ દિન?

પ્રતાપ—પ્રીતિ તંતુએ પ્રાણ પ્રોવાયા

મૃણાલિ—વિયોગે છૂટી જાય.

પ્રતાપ—મોહે મનડું હરનારી, રમણી રજા દો લાચારી,

મૃણાલિ—પ્રણયી વિજય કરી આવો.

કાન્તા— ૧૭

અરજ અમારી હરિ સુણજો
દયાળુ પાપ અમાપ કાપજો, શુદ્ધ બુદ્ધ દાતાર.
બાળક દોષ તરફ નવ જોશો પિતા કરજો માફ,
રત્ન ગુંજા કયમ હોય બરોબર નિરાધાર આધાર.
પાંચાળી ચીર પૂર્યાં કર્યો અહલ્યાનો ઉદ્ધાર
ગજેંદ્ર તાર્યોમીરાં ઉગારી કરતું અમારી વાર.

કાન્તા— ૧૮

ભર્યું વિષ પ્યાલું લાગે મને પ્યારૂં
પાપી પનારે પડી બચવાનું ના બારૂં.
દગાખોર દુનિયા દુઃખની સરિતા
અનીતિ વમળે વીંટાવું નઠારૂં.
તાપ ત્રિવિધ મન તનને તપાવે પ્રભુ
સાચુ શરણ શોધુ, શ્યામ, જીવન આકારૂં.

નાયકા— ૧૯

જીન્દડી અડ ગઈ–નાલ પુનોદે—જીન્દડી.
નદી કીનારે રાંઝા મળીયા ચારે,
હુંણ કયું દેની હીરે ઝૂટે લારે,
દેખ સસી ડર ગઈ—જીન્દડી.
સસીને કીતી નીંદ પીયારી,

૧૯

મારાના ઈજરા ઈલ કટારી,
જખ્મો જીગર કર ગઇ,
એંચના વચસાં મૂલના જાસાં,
હો નાહાં મીરાં પચર પડાંસાં,
લોગ દસત મરગઇ—જીન્દડી.

૨૦

નાયકા—સૈયાં, સૈયાં સૈયાંકે ગરવા ડારૂ ગૈયાં.
દુર્મદ—આવો આવો વહાલી રંગ જમાવો,
નાયકા—જાવો જાવો મોહે નાહીં બનાવો,
કાહે જીયા તરસાવો મોરા—સૈયાં.

રંભા— ૨૧

આતે રીત માસ્તર શું સારી કહેવાય
સોળી બાળા ના બનાવશો.
લટપટ—પ્રેમપંથનો ગ્રંથ ભણાવી દઉં, કામ સુત્રનો સાર સમજાવી દઉં,
રંભા—રસરાજના સ્પર્શે રોમાંચ જણાય
લટપટ—નેહની નૌકા ઝોકાવશો.

મૃણાલિ— ૨૨

વિધિ ઢંગ ઋતુ રંગ કે'વાયે
ચિત્ર વિચિત્ર પટ ન્યારા જણાયે—વિધિ.
રાય રંક તૃણ મેરૂ થાયે, જળ ત્યાં સ્થળ પળમાં દેખાયે,
સુખ દુઃખ ઘટ સાથ છે ઘડીયાં ટાળ્યાં ટળે ન જે નાથે જડીયાં.

ડ્રોપ સીન.

અજીત અને સીપાઈ— ૨૩

હોડો હોડો વીર, ગાજે ગાજે ધરા, થાવો હોશિયાર.
મારો ચીરો ધીર, હિંમતમાં મર્દ, પાછા નવ પડો.
કાપો કાપો શિર, છૂટે શત્રુ નહિ, ત્રાય ત્રાય થાય.
વીર ભાલા ધરો, કટી અસી કસો, ગજાવવા સંગ્રામ.

શત્રુ સબળ સંહારોને આજ,
નામ અમર જગતમાં થાય.

ક્ષત્રીનું નામ શોભાવવા કાજ, મારો મરો વિજય કરો!

૨૪

બધા—રેસનો ચસ્કો હરામ.
પોપટશા—જુગાર જાણીયે,
નથુચંદ—દેવાળું કાઢીયે,
મોહીની—ઈજ્જત દામ ગુમાવીયે,
બધા—માનીયે તાજા પ્રસંગથી-રેસનો.
ફેરજ—બી. એ. બની સડાવી, હાય
ઘાસલેટ—જીંદગી બુધ્ધ તારી હાય!
ઓઘડ—પોઝીશન ગુમાવી હાય!
લહેરી, લટપટ
રંભા, રાધા, } નોકરી નફટ ન કામની;
બધા—રેસનો ચસ્કો હરામ.

દરબારીઓ— ૨૫

ત્રાતાઓ દયાળ બાળ નમતા ચરણે
ન્યાયસિંધુ સુખદ દિન દીધ કવિ શું કથે-ત્રાતા.
વાધ્યો છે અપાર હરખ ધર્માસન દીપે
અન્યાય તિમીર જાતાં ન્યાયભાનુ ઉગે-ત્રાતા.

ઉલાલા,

બજાઈ, સબ સખીયનકે મન ભાઈ,
બાહાર આઈ, કાના કાલી કમલી વાલે.



આએ પુસ્તક શ્રી કચ્છી દશા **ઓશવાળ** જૈન બોર્ડીંગ પ્રેસ ખડક મહાજનવાડી ઘર નં. ૨૦૨–૨૦૪ માં **ઠાકોરદાસ મંગળજીએ** છાપ્યું છે અને આએ **શ્રી કચ્છ નીતિદર્શક નાટક સમાજના** માલેક **શામજી ગંગાજીએ** છપાવી પ્રસિદ્ધ કર્યું છે. ૯૦ કાલબાદેવી રોડ **ભાંગવાડી** પ્રીન્સેસ થીએટરમાં